નાટકનાં ગાયનો

૯

ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની ફરમાસથી

વરતન પ્રેમાનંદકૃત નાટક ઉપરથી ઉપજાવી કાઢેલ

વિનય.

# શ્રી સત્યભામા

## નાટકનાં-ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઘેલાભાઈ દોલતરામ દલાલ.

એજન્ટસ.

Shri Deshi Natak Co. Ld.

શ્રી દેશી નાટક કંપની લીમીટેડ.

અમદાવાદ.

અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબીલી" પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૧૨. સંવત ૧૯૬૮.

કિંમત ૦-૨-૦ (બે આના.)

# શ્રી સત્યભામા નાટકનાં પાત્રો.

## પુરૂષ વર્ગ.

**શ્રીકૃષ્ણ**..................પરમાત્મા.
**શ્રીદામો**..................ત્હેમના મિત્ર.
**નારદજી**..................દેવર્ષિ.
**વસુદેવજી**..................શ્રી કૃષ્ણના પિતા.
**સાત્યકી**
**અક્રુર** } ..................અમાત્યો.
**સત્રાજીત**..................શ્રી સત્યભામાના પિતા.

કંચુકી, કૃતવર્મા, ઇંદ્રાદિ, દેવો વિગેરે વિગેરે.

## સ્ત્રી વર્ગ.

**રૂકિમણી**
**સત્યભામા** } ..................શ્રી કૃષ્ણની રાણીઓ.
**દેવકીજી**..................શ્રી કૃષ્ણનાં માતાજી.
**ચારૂમતી**..................શ્રી સત્યભામાનાં માતુશ્રી.
**નાગરિકા**..................શ્રી સત્યભામાની સખી.
**કનકમાલીકા**..................શ્રી રૂકિમણીની સખી.
**તિલોત્તમા**
**રંભા**
**ઉર્વશી** } ..................સ્વર્ગની અપ્સરાઓ.
**હીમતી**..................શ્રીદામાની પત્ની.

નટી, સાહેલીઓ, નાચનારીઓ વિગેરે વિગેરે.

# શ્રી સત્યભામા નાટકનો ટુંક સાર.

## અંક પહેલો.

મંગળાચરણ—

**પ્રવેશ પહેલો—**શ્રીકૃષ્ણધામમાં શ્રી કૃષ્ણ અને શ્રીદામો વાર્તા વિનોદમાં-પાછળથી રૂકિમણી-અને રીસામણાં મનામણાં.

**પ્રવેશ બીજો**—શ્રીદામો અને નાગરિકા શ્રી સત્યભામાનાં લગ્ન સંબંધમાં વાતચિત. ખટપટ કરવા નિશ્ચય.

**પ્રવેશ ત્રીજો**—શ્રી કૃષ્ણ અને શ્રીદામો શ્રી સત્યભામાને જોવાના વિચાર વમળમાં. કનકમાલિકા અને રૂક્ષમણી શ્રીકૃષ્ણ ચીંતામાં. પાછળથી હીમતીને બોલાવી સત્યભામા સંબંધમાં યુક્તિથી વાત કઢાવી લેવી.

**પ્રવેશ ચોથો**—શ્રી કૃષ્ણ તથા નારદજી નરકાસુરના ત્રાસમાં સોળ હજાર સુંદરીઓને છોડાવવાનો ઇંદ્રનો સંદેશો. શ્રીદામાનું નારદજી પાસે હાજર રહેવાનું વચન લેઈ લેવું.

**પ્રવેશ પાંચમો**—વિચારવમળમાં પડેલાં રૂક્ષમણી. કનકમાલીકાનો સંદેશો. પાછળથી કૃષ્ણ સાથે વિનોદમાં-રકઝક.

**પ્રવેશ છઠ્ઠો**—શ્રી કૃષ્ણ અને શ્રીદામો. ઉગ્રસેન મ્હારાજે નહોતા બોલાવ્યા પણ પોતે પ્રપંચ કર્યો હતો તેનો શ્રીદામાનો ખુલાસો અને સુવર્ણ સરોજીકા તરફ જવું.

**પ્રવેશ સાતમો—સુવર્ણ સરોજીકામાં** શ્રી સત્યભામા તથા સાહેલીઓ. ગરબો. પાછળથી શ્રીકૃષ્ણ તથા શ્રીદામો. પ્રેમ સંવાદ. ઓચીંતું સત્રાજીતનું આવવું અને શ્રી સત્યભામાનું હરણ.

**ટેબ્લો.**

# અંક બીજો.

**પ્રવેશ પહેલો**—શ્રીદામો અને નાગરિકા શ્રી સત્યભામા કેદમાં પડયા સંબંધમાં વાતચીત અને કેમ મુક્ત કરાવવી તેની યુક્તિ પ્રયુક્તિમાં.

**પ્રવેશ બીજો**—જોશીબુઆના રૂપમાં શ્રીદામો અને ચારૂમતી શ્રીસત્યભામાનું ભવિષ્ય—અને યુક્તીથી ચારૂમતીના ગળામાંથી શ્રીસત્યભામાના કેદના ઓરડાની કુંચી કઢાવી નાંખવી.

**પ્રવેશ ત્રીજો**—વિરહ વ્યાકુળ શ્રી સત્યભામા. પાછળથી નાગરિકા. વિરહ વર્ણન. છબી ચીતરવી.

**પ્રવેશ ચોથો**—શ્રી કૃષ્ણ અને શ્રીદામો શ્રી સત્યભામાની મુલાકાત સંબંધમાં વાતચીત, છબી જોવી, તે બાબતમાં વાદવિવાદ. છંછેડાયલી રૂકિમણી.વસુદેવજીનું શ્રી કૃષ્ણની પ્રકૃતી જોવા આવવું. રૂક્ષ્મણીનું કૃતવર્માને બનાવવું.

**પ્રવેશ પાંચમો**—શ્રીકૃષ્ણ પ્રેમ રાગમાં અમાત્યો સાત્યકી અને અક્રુરનું આવવું. મહોત્સવમાં પધારવા વિનંતિ. શ્રીદામાનું મહોત્સવમાં જવા માટે આવવું. રૂક્ષ્માણીની મહોત્સવમાં જવા તૈયારી અને સત્યભામાની પ્રતીમા માટે તાણાતાણ. દેવકીજી અને શ્રીકૃષ્ણ શ્રીદામો. નવી વહુ લાવવાનો વિનોદ.

**પ્રવેશ છઠ્ઠો**—શ્રી કૃષ્ણ શ્રીદામો. શ્રી સત્યભામા સાથેનો પ્રેમ પ્રસંગ, નારદજીનું પ્રગટ થવું. શ્રીકૃષ્ણ તથા શ્રી સત્યભામાનાં લગ્ન સત્રાજીત અને ચારૂમતીનો ઓચીંતો પ્રવેશ. લગ્ન થઈ ગયાં જાણી ઝાંખાં પડવું.

**પ્રવેશ સાતમો**—શ્રીદામો અને નાગરિકાની હુંસાતુંસી, અને આપવડાઇ. પાછળથી નારદજી અને સત્યભામા. પારીજાતકના પુષ્પ બાબતમાં ચઢામણી. સત્યભામાનું રૂસણું.

**પ્રવેશ આઠમો**—પ્રેમવિનોદમાં આવી ગએલ રૂક્મિણી શ્રી કૃષ્ણ સાથે લ્હેરમાં. વેણીગુંથન. પારીજાતક પુષ્પનું ચોટલામાં ગુંથવું. સત્યભામાના સોગન. સત્યભામાનું ઓગીતું આવવું. ક્રોધ.

ટેબ્લો.

---

## અંક ત્રીજો.

**પ્રવેશ પહેલો**—નારદજી ભગવત લીલાના વિચારમાં. રૂક્મિણીને ભગવાનને વિટંમણામાંથી બચાવવા વિનંતી.

**પ્રવેશ બીજો**—રીસાયલાં શ્રીસત્યભામા. રીસામણાં મનામણાં. પાછળથી રૂક્મિણી. ટપાટપી. સ્વર્ગમાંથી પારીજાતક પુષ્પ લાવવા વચન માગી લેવું અને શ્રીકૃષ્ણનું શ્રી સત્યભામા સાથે સ્વર્ગમાં જવું.

**પ્રવેશ ત્રીજો**—તિલોત્તમા તથા રંભા વાર્તા વિનોદમાં. નંદન વનમાં વિનોદની તૈયારીઓ. ત્યાં જવા અપ્સરાઓનું જવું.

**પ્રવેશ ચોથો**—નંદનવન. ઉર્વશીનો નાચ. દેવસભા. ગરૂડનું પારીજાતકના ઝાડ સાથે ઉંચે ઉડવું.

**પ્રવેશ પાંચમો**—શ્રીસત્યભામા આનંદમાં. રૂક્મિણીનું આવવું. વાણી વિનોદ. સોળ હજાર સુંદરીઓનો પ્રવેશ. શ્રી કૃષ્ણ શ્રીદામો તથા નારદજી. છેવટનો આનંદ.

**ત્રીજો અંક સમાપ્ત.**

---

શ્રી પરમાત્મને નમઃ

# વિનય

# શ્રી સત્યભામા નાટકનાં ગાયનો.



## મંગલાચરણ.

સુત્રધાર— ૧

અંકે લેઈ શિવાને, શિવ મુદમનથી મોહમગ્ને રહ્યાતા;
એવે ત્યાં શંભુ હસ્તે, પ્રિયવર વિજયાભૃંગી અર્પી ગયાતા;
તેમાંની અલ્પ ભોળે, પ્રથમ શિર ધરી, પાર્વતીને કહ્યું લ્યો;
ગંગા પે'લી સતીથી, ગ્રહણ નવ કરૂં, ભોગવ્યું આ રહ્યું દ્યો.

---

અષ્ટાંગે પ્રણમી સતી મનવતા, પ્રત્યક્ષ પોતે પ્રભુ;
ના ના ના વિજયા ગ્રહુ નવ કદા, ગંગા અણી હે વિભુ;
નંધારૂઢ વને ગયાજ વિજયા, લાવ્યા કહે શે હુભું;
અર્પી સર્વ સતી સુખી, શિવ કરે તે પાદમાં હું લુભું.

બાળાઓ— ૨

વન જડ તરૂ વૃંદ વસંતરમે. (૨)
કયમ ચેતનને વિણુ સજન ગમે. વન.
પુષ્પીત વેલી ઘેલી બનીને (૨) વહાલા.
લેઇ કુસુમ રજ હોળી રમે. વન.

નીજવર તરૂવરને જઈ વળગી (૨)
અળગી ન થઇ જકે લેઈ ઝુમે. વન.
મોતી હીરા સૂવસ્ત્ર સજીને (૨)
કામિની કામિની કંથ દમે. વન.

## અંક પહેલો.

**નાચનારીઓ—** ૩

દહીં માંખણુ ચોર્યાં અને ચોર્યાં ગોપી ચીત્ત;
ગાંડી રાધાને કરી કપટી કહાન ખચીત.

રા.— આઘા રહો વ્હાલા શામળીઆ સતાવો ના. (૨)
કૃ.— જાણી રસીલી શાણી ખીલીને ખીલાવો ના. આઘા.
રા.— ગરજ સર્યા પછી થાઓ છો વેરી (૨)
કૃ.— માનો મધુરી માન ખાઓ ના. આઘા.
રા.— પ્રેમઃ બનાવી વ્હાલા વીસારો (૨)
કૃ.— રાધા રસીકડી રીસાઓ ના. આઘા.

**કૃષ્ણ-રૂક્ષમણી—** ૪

શાણી ચીડઇ (૩) ન જાઓ;
મધુરી મોહીની મરડાઇ ન જાઓ.
ભોળી ભાળી મ્હને શું અરે જાવ જાવ. શાણી.
મોએ મીઠું બોલી બાળા બનાવો (૨)
નહીં અરે નહીં.
જાણ્યા અજાણ્યા ઓ શાણા ન થાવ. શાણી.

જાણી ઠગારા ઠગાઇ ત્હમારી (૨)
માનોને. ઉહું.
આવોને. ઉહું.
રીસાઇ ન જાવ. શાણી.

નાગરીકા-સુદામા— ૫

થઈ ઘેલીરે સખીરી ઘેલી વનમાળી ભાળીને થઈ છે ઘેલીરે.
ધીરજ ધરજે તું;
બાળ સનેહી છું બોલેલું પળજે તુ-બાળ સનેહી છું.
પ્રીતીની રીતી નથી સાવ સહેલી. વનમાળી.
નહીં કરગરતી તું;
કોથી ન ડરતી હું, ધાર્યું હું કરતી હું;
ખાવા વધામણી જાઉં વહેલી. વનમાળી.

શ્રી કૃષ્ણ— ૬

મળી જેને સતી શાણી તે સુભાગી જગમાં;
રાગી જગમાં ખરો સુભાગી જગમાં. મળી.
સતી છે પતીની છાયા ગુણો ના ગણી શકાયા;
લગની મધુરી શું લાગી જગમાં. મળી.
મળી જો જગે કુનારી નિહાળી નરકની બ્હારી;
ભલુ થઈ જાવું તો વિરાગી જગમાં. મળી.

રૂક્ષમણી— ૭

તમ ચરણ સ્મરતી નાથ મરતી ઉર મુઝાયે હાયે;
હારા ઉગારો તારો ત્હમે જીવન (૪)

આવો પીયુ મ્હારા પાઓ પ્રીતી પ્યાલા આવો પીયુંજીરે.
તમ દરશન વિણ બ્હાવરી આ દાસીને નહિ સતાવોરે;
પ્રીતી રીતીમાં ઘેલી થયાનું નાથ મળ્યું આ લ્હાણુ;
મરેલીને ના પ્રીતમ મારો લાવો દયા ઉર પ્રાણુ;
ક્રુર પીયુ ના થાઓરે.--આવો.

નારદ— ૮

વિચારી જોને અખિલ જગતમાં શું ત્હારૂં ! (૨)
માત ન ત્હારી તાત ન ત્હારો મિત્ર પ્રિયા નહી ત્હારી;
ભ્રાત ભગિની કો કોના નહી મરતાં દે વિસારી. વિચારી.
દેહ ન ત્હારી તું કોનો છે ! કોણ જગતમાં ત્હારૂં !
હરીભજન છે ત્હારૂં વિશ્વમાં, મોક્ષ સદા દેનારૂં. વિચારી.

રૂક્ષમણી— ૯

મન મ્હારૂં ભમે ચગડોળે ચઢયું. (૨)
ન કાંઈ સુઝે, ન કાંઇ રૂચે. (૨)
નથી ગમતું રહે ચોદિશા રમતું. મન.
કરે હાસ્ય કાગ દુર્દુર જ્યાં પ્રાણ હરે,
પ્રસુતા પીડ કહો વાંઝણી શું દીલ ધરે;
ન દાઝ અન્ય તણી કોઈ ઉર આપ ધરે,
સકળ સૃષ્ટી મહીં સ્વાર્થ રહ્યો વ્યાપી ખરે;
આપરંગે નવરંગે ઉમંગે ઉછરંગે સઉ ભમતું. મન.

રૂક્ષમણી— ૧૦

શું ચિતહર સુખકર પ્રિયકર મુદભર મોહન મ્હારા જાય.
શું મોહન મ્હારા જાય. (૨)

દિલડું દર્દે દુઃખાય, અરેરે હાય અરેરે હાય. શું.
ઉડી જાઓ કયાં પ્રેમી પોપટ, મેના આ મુઝાય;
ઉભા રહો અલબેલા છેલા ઘેલા આમ થવાય.
ન થવાય ન જવાય ન સ્હેવાય ન રહેવાય;
આ વિરહ વેદના વસમી શે વેઠાય.
શું ગયા ગયા, હા ગયા ગયા ! નહી રહ્યા રહ્યા;
લાગી તનમનમાં લ્હાય. શું.

## સત્યભામા-સાહેલીઓ- ૧૧

### ( ગરબો )

ખીલ્યો રૂડો બદન આ બાગ વસંત સોહાગ રસીકવર રમવાનેરે
કોયલના ટહુકારા થાય. ટિહુ-ટિહું-
મીઠારવે ગાય વિરહીણીને દમવાનેરે— ખીલ્યો.
શેષનાગ શોભી રહ્યો ભાલ ઉગ્યો જ્યમ ભાણુ;
ભમર ભ્રમર સમ ઓપતી જાણે ખેંચ્યું બાણ;
કમળ સમ નયન રસાળ- હાલે. ચાલે.
હરણ તણાં બાળ આવ્યાં અહીં રમવાનેરે. ખીલ્યો.
અણિઆળી કીર નાસીકા વેસર મયુર સમાન,
દાંતો દાડમની કળી પ્રવાળ ઓષ્ઠ પ્રમાણ,
રહ્યા શોભી કંઠ તણો હાર, ઓહો વાહ વાહ,
શોભાનો નહીં પાર હૃદય ઘણો ગમવાનેરે. ખીલ્યો.
બદન બાગ ખીલ્યો ભલે વિણ માળી કરમાય,
પ્રેમવારી સીંચન વિના હૃદય વેલ સોશાય,

અભાગિયું રૂપ અપાર ના ના, ના ના.
સરજીયું સંસાર વિરહ દુઃખ ખમવાનેરે. ખીલ્યો.

શ્રી કૃષ્ણ— ૧૨

અમલ કમલ જેવી જુવતી તો જણાયે,
નવલ અમલ જાસ્યો એવી આંખ્યો ગણાયે;
અફલ અકલ થાયે શી મહિરાક્ષિ આગે,
તરલ સરલ દૃષ્ટિ કામીને અંગ લાગે!!



વેલી કે અલબેલી, હેલી મેલીવને જુઓ વે'લી
ઉરજ કુસુમ અંકુરિત, અબળા કે એ શકે હશે વેલી!

સત્યભામા— ૧૩

વાહ નવરે (૩) હાથે ચડયો પ્રભુએ,
લાગે લટકાળો
ધારીને, મારીને, સ્હારીને, બાણેથી,
ચીત ચોટયો ચટકાળો. વાહ નવરે.

લટક મટક શું ચાલ મધુરી મનડું હરનારી,
મદન મદન શું તું મુજ કેરો તુંપર ગઈ વારી;
આવોને, જાવોને, લાવોને, પતીને,
ઝટ જીવતર નહીં બાળો. વાહ નવરે.

ટેબ્લો.

# અંક બીજો.

નાગરીકા— ૧૪

કામ તણો મહીમાય,
કહે સખા કેમ કહી શકું, કામ તણો મહીમાય.
દેવનો દેવ કરત શેવ, જગત જન. કામ તણો.
પુષ્પ ધનુ ધરતો એ હાથ દોરી ભ્રમર તણી સંગાથ;
ચટકાળી, લટકાળી, છબીલી, છોગાળી,
વાંકલડી, આંખલડી, નારી તણીનાં;
બાણ કરે જગરાય. કહે સખા.

સૈન્ય કર્યું અબળા તણું, વસંત થઇ સરદાર;
દીવાન ચાંદો થઈ પડયો, વહે રાજ્યનો ભાર;
શીવરૂપી મોટો અરી, બાળક કામ ગણાય;
ત્રણ જગત ધ્રુજાવતો, વરસાવે દીલ લાહ્ય. કહે સખા.

શ્રી દામો— ૧૫

હું ખેલાડી બ્હાદુર બંકો, ઘણો છકકો ઘણો પકકો;
હું જગમાં વગડાવું ડંકો, ઘણો અઠો ઘણો પઠો.
હું સીધો સાદો છું જેવો, તેવો હું નટખટ મસ્તાનો;
રણજંગી હું બહુરંગી, હું ઉમંગી હું ના રહુ છાનો.
હું ધારૂં દિલે તે આવી મીલે, બ્હેકાવું કંઇ મ્હેકાવુ કંઈ;
અંતર મંતર જંતર તંતર સૌ સમજું છું,વાહ વાહ વાહ. હું.

સત્યભામા— ૧૬

થયો પરવશ આ પ્રાણ, પ્રાણ ચોરી ગયા ચિત્ત;
પ્રાણ ચોરી ગયા ચિત્ત, (૨) ઉભરાય ઉર પ્રીત;
વાધતી જતી ખચીત, હવે નેક પ્રીત નીત. થયો.
જીગર જમીને જ્ઞાન જોઇ, પડ્યું પ્રેમનું બીજ;
મોહન તુજ મોટાઇની ક્યારી બની ભીનીજ.
હવે તારૂં પ્રીતિ નીર પ્રાણ ક્યારે મળે;
ઝુંડ જામી રૂડું ઝાડ ફુલ ક્યારે ફળે.
કંથ ક્યારે મળે ઇચ્છીત. થયો.

નાગરીક-સત્યભામા— ૧૭

જો જોઈ લે મન મોહી લે અલબેલો જો જો ગમે (૨)
તું બોલી લે દીલ ખોલી લે જોબનીયું અંગે દમે (૨)
અહોહોહોહોહો બ્હેની (૨) પ્રીતીની કહાણી કે'ની;
જાવ રસીક લઈ આવ રમી કંઇ હાવ ભાવ સઉ સમે;
વિપળ પળ મન એનામાં રમે (૨)
માન લગીર કંઈ માન ગઇ ક્યાં સાન ભમ્યું શું ભાન!
સહિ નહિ અવિન નવીન રીત ગમે (૨)
તું બોલી લે.—જો જોઈ લે.

શ્રીકૃષ્ણ— ૧૮

સુંદરી મુખ જોઈ ધીર શું ધરવી!
વારી જાઉં તાહારી સુસુરતપર મુસ્તપર. સુંદરી.

વદન કમળપર ભ્રમર ભટકતો,
મરણ શરણ થતો પણ ન અટકતો;
પ્રીત રીત જાત એવી સઘળે;
કામી હું કહાન ભુલ્યો છું ભાન શુદ્ધ ને શાન. સુંદરી.

શ્રીકૃષ્ણ— ૧૯

વગર કલંકીત ઉગ્યા એક નહીં પણ વિધુ ભલા બે આ
તારા ઝાંખા થઇને અંગોઅંગે વશી રહ્યા જો આ

રૂક્ષમણી-કનકમાલીકા— ૨૦

શાણી ફુલાઇ થાએ ફાળકો તું ઠાલી માલી;
ધારી ન પાર કંઈ ઉતારી ત્હે..................
..............શું કહે છે આલી. બાઇ.
બોલેલું હું તો કરવાની, નહીં ફરવાની જાણ;
છું ત્હારા સુખ દુઃખની સાથી................
આ બોલ્યું પરમાણ, પણ તું બોલે ખાલી. બાઈ.
સ્વાર્થ વખત આવે નહિ સાધે ત્હારા જેવી કોક;
અમર આશ નીરાશ કરૂં તો................
હાંશી કરશે લોકરે, હું તો આ ચાલી. બાઈ.

શ્રી કૃષ્ણ— ૨૧

બોલ મીઠડી (૨) કોયલડી તું,
ટઉકો તું સુણવા તલસુ પળે પળે. બોલ.
મીઠું બોલી રીઝી રીઝવતું,

ઠરદી દીલડું મ્હારૂં ગળે ગળે. બોલ.
પ્રેમ પંખીણી પ્રેમમાં થઇ ગઈ તુંતો લીન,
ટઉકો એક સુણાવતાં ગઇ કરી જળ વિણ મીન;
મીઠું બોલી રીઝી રીઝવતું. બોલ.

## રૂક્ષ્મણી શ્રીકૃષ્ણ— ૨૨

મોહનજી મ્હારા આંખોના તારા ન્યારા થાવ ના.
ગોરી ગુણવંતી ગોતી ગુણીઅલના અવગુણ ગાવ ના.
ભમે ભ્રમર તો કળી કળી, રસબસ લેવા કાજ,
સઉને દીલ દીએ નહી એ, શીદ થાઓ નારાજરે. મો.
રૂપ રંગને મળે પરીમળ, કમળ ભ્રમર બે એક,
પ્હેલું પિયુ પળમાં વિસારે, ભ્રમર કમળ શો ટેકરે;
નટવરજી ન્યારા નયને નચાવ્યાના છો દાવના ગોરી. મોહનજી.

## શ્રી કૃષ્ણ— ૨૩

વિરહી જગતમાં રહેવું, બીજું નથી દુઃખ એવું;
કાશી ભલું કરવતીયું, હીમ હાડ ગાળી મરવું.
વિષ પાન આથી સારૂં, શૂળી તણું દુઃખ સ્હેવું. વિરહી.
જો મદન તું પીડતો રહે આમ જો,
તો તું મોકલ સત્યભામાને હવે;
કે હૃદય બળતું ઠરે આ માહરૂં,
થા લગીર કંઇ તો દયાળ તું. વિરહી.

રૂક્ષ્મણી—　　　　　૨૪

આવી મારી ઝુંપડીમાં આજ મ્હારા વ્હાલા,
પાવન કીધી મારા રાજ.
ઘરે આપ વિણ કોણ દિલ દાઝ મારા વ્હાલા;
કરશો મને ના નારાજ.　　આવી.
નથી આસન રૂડું પ્રભુ બેસાડવા,
નથી ષડરસ ભોજન જમાડવા;
મારો સ્વીકારો રોટલો ને છાશ મારા વ્હાલા. આવી.

ટેબ્લો.



## અંક ત્રીજો.

નારદ— ૨૫

લીલા ભૂધર ત્હારી ભારી,
પામે ગતિ મતિ ના મ્હારી;
હેઠા હાથ પડતા હારી. લીલા.

જરભર નરના મનહર મ્હેલે નહીં સંતતી ખાનારી,
રંક જનોની પંકકુટી ત્યાં પેટ પુરાં વસ્તારી;
કરતાં વિચાર ધારી ધારી. પામે.
હગલબાજીની રોજી તાજી પાજી તણી બલીહારી,
પ્રપંચી પાવરધા ફરતાં સાચતણી હાડમારી;
બુદ્ધી બ્હેર જાતી મારી. લીલા.

શ્રી કૃષ્ણ— ૨૬

શિખરિણી.

મરાલે હેબાલે નિરમલ નખે ચંદ્રક નમી,
કપોલે હંસો જે નયન નિરખુ ના કહું કથી;
સુવાસી તાંબુલે, વર અધરનો રંગ ન દિસે,
અરે હા! આ શું છે! હૃદય ધડકે શે વિણુ મિષે.

રૂક્ષમણી–કૃષ્ણ–સત્યભામા—૨૭

આ તો વસ્તી ન વગડો રસીક શાને રગડો,
થઈ શાણા ભુલો કેમ ભાન;

ગઈ ચાલી ક્યાં શુદ્ધ ને સાન,
નાના નાહક કરો ના હેરાન–છબીલા પ્યારા.
પડયો પ્રિતીનો પાસ, ત્યાં શું રસ્તો આવાસ;
મ્હારૂં ભોળી ભમાવ્યું તેં ભાન,
પાતાં પીને પ્રીતી રસપાન;
સુખ જેમાં છે સ્વર્ગ સમાન રસીલી પ્રીયા.
અજબ ગજબ છે પ્રીતમાં, એકતાન ને ધ્યાન;
મધુકર મધુ લેવા મરે, કમળ ન દે સન્માન.
સમય સમજ જો ચિત્ત લહે, પાકું ફળ લઈ ખાય;
કાચું ગ્રહે અધીરીઓ, મરે ન માંદો થાય.

શ્રીકૃષ્ણ–સત્યભામા— ૨૮

ચારૂં ચતુરંગી ચિત્ત કેરી કીધી ચોરી;
છાના શરમાવો ના છચોક શી શીર જોરી. ચારૂં.
બળતાને શું બાળવું, ભૂખ્યાને નહીં ભીખ;
આંગણ માગણ આવતાં, આદર નહીં અતીથ;
ગોરી ગુણવંતી છબી કાળજડું રહી કોરી. ચારૂં.
નૃપ નારીને વેલડી ત્રણેયની એ રીત;
વિણ સાથી ન ટકી શકે કરે મ્હરાણે પ્રીત.
પ્રેમી પંથ ભુલ્યો છે પ્યારી લઇ લો દોરી. ચારૂં.

તિલોતમા— ૨૯

નારી કેરાં ચરિતો અજબ નખરાં ભારી (૨)
નારી નાંખે નેણે વેણે સઉને મારી (૨)

તે એક સાથ બાંધે યારી, બીજાથી રમતી જારી;
નારી ત્હોયે સઉથી ન્યારી સદા રહેનારી (૨)
લટકેથી ચટકેથી ભીતર ઘા કરતી ભારી. નારી.

ઉર્વશી— ૩૦

જોન મળ્યા શ્યામ તો ન દીલને આરામ,
દીલને આરામ નહી જીવ્યાનું કામ. જોને.
આંખો અણીઆળી રૂડીને રૂપાળી,
વ્હાલા રહું નિરાલી બળતીને શું બાળી !
રૂડી રજની મ્હેં ગાળી વિરહે વનમાળી,
ન દીલને આરામ. જોને મળ્યા.

નાગરીકા-સત્યભામા— ૩૧

પીડાતી પીડાતી પીડાતી રસીલી રસીલાથી પીડાતી
વ્હેલા આવોરે દયા લાવોરે (૨)
આંખો આંસુડાંથી ઉભરાતી. રસીલા.
કાય કમળ બીડાય શું ! જો ઉગ્યો પિયુ ભાણુ,
વિકસાવી સઉ પાંખડી કર જાણ્યું પરમાણુ;
વ્હાલ વચન વારી થકી ભીંજેલાં સઉ અંગ,
પિયુ ઉદયથી ઉઘડે મળવા ધરી ઉમંગ;
પ્રિત ઘેલીરે જાઓ મ્હેલીરે,
પિયુ વિણુ પળ એકે ન જાતી. રસીલા.

શ્રીકૃષ્ણુ— ૩૨

સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે ધારો ગિરા ગુર્જરી
પાદેપાદ રસાળ ભૂષણુવતી થાઓ સખી ઉપરી

જે ગિર્વાણુ ગિરા ગણુાય ગણુતાં તે સ્થાન એ હ્યે વરી
થાયે શ્રેષ્ઠ સહુ સખી જનથકી એ આશ પૂરે હરિ

સર્વ— ૩૩

આવો આવો સલુણા રીઝાવો રમી રાસ આવો,
લઈ હ્યોને લાખેણો આ લ્હાવો રમી રાસ આવો;
નટવર નગીના નેહ નયનો ન નાંખો,
ભામિની ભમાવી ભાળી ભોળી શું ભાખો ?
ખટપટ નટખટ કરો શું ! જાવો જાવો. આવો આવો.
પારીજાતક પુષ્પની, સુવાસ ચારે પાસ;
સુંદર શ્યામ કૃપા થકી, પ્રસરે આ આવાસ;
મનહર મુખ કમળકાન્ત મોતીએ વધાવો,
વિરહ ઘેલી ગોપીકા વસંત ગુણ ગાવો.
થેઈ થેઇ આનંદ રેલાવો લાવો. આવો આવો.

સમાપ્ત.